

વર્ષ ૨ અંક ૧૧
શ્રીવિજયા
એકાદશી વ્રત

મહા વદ ૧૧,
૨૦૬૬

# તાત તણો પ્રતિબિંબ રે રસના



અનુક્રમણિકા


| વિષય | પાન ક્રમાંક |
|---|---|
| ❖ નિવેદન | ૧ |
| ❖ ટિપ્પણી | ૫ |
| ❖ શ્રીરસિક રસ ચરિત્ર | ૬ |
| ❖ સર્વોત્તમ સ્તોત્ર | ૯ |
| ❖ શ્રીગોકુલનાથજીકે ૨૪ વચનામૃત | ૧૧ |
| ❖ સ્વરૂપ નિષ્ઠા | ૧૩ |
| ❖ શ્રીધોલ પદ | ૧૪ |
| ❖ વિચાર કરવો જોઇએ | ૧૫ |
| ❖ શ્રીચતુર્થપીઠ | ૧૬ |
| ❖ શ્રીબાલલીલાષ્ટકમ્ | ૧૮ |
| ❖ જૈ જૈ શ્રીગોકુલેશ | ૨૦ |
| ❖ કવિત્ત | ૨૧ |
| ❖ Bhaktivardhini | 22 |
| ❖ Comparision | 23 |


### राग वसंत

वल्लभलाल खेले भक्त मिलि संग प्रगट्यौ कोटि अनंग ।।
केसर रसजू अरगजा लगावे अबीर उड़ावे रंग रंग ।।१ ।।
पीचकाइ सोंधे फूलेल छिरकत पिय अंग अंग ।।
वल्लभदास प्रभु गोकुलेश वर रसभरे महा रसरंग ।।२ ।।

શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમૈં કરત વિહાર;**
**નિજ-જન કૌ વરન કારન, લિયૌ ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**
**શ્રીગોકુલેશ હી એક નામ, જૌ સુખ દે સદા અપાર;**
**ઐસૈ સુખ સાગર શ્રીરાયજું, રાખૈ સદા શ્રીચરણ નિરાધાર. ૨**
**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરૈ શ્રીવ્રજ વાસ;**
**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખૌ શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

તિલક કરવું તે સર્વ સનાતનધર્માનુયાયીયોનું પરમ કર્તવ્ય બને છે. જેમ દૂરથી દેખાતા કોઇ લશ્કરી વાવટાને એ લશ્કરનું રહસ્ય સમજવું એ જેટલું ભૂલ ભરેલું છે તેટલું જ વૈષ્ણવમાર્ગોના માલા-તિલકરૂપ વાવટાને એનું કુલ રહસ્ય સમજવું એ ભૂલ ભરેલું છે. અત્રે કોઇ કહેશે કે જો માલા-તિલક એક ફક્ત વૈષ્ણવમાર્ગનું બાહ્ય ચિહ્ન છે તો એના રક્ષણ માટે શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી અને આપશ્રીના અનન્ય સેવક-વૈષ્ણવોએ જહાંગીર જેવા ક્રૂર બાદશાહ સામે આટલો વાદ-વિવાદ સમો ઝઘડો શા માટે કર્યો ? અરે, એટલું જ નહિં, પણ એ ઝઘડામાં આપશ્રી (શ્રીગોકુલેશજી) અને આપશ્રીના સેવકોએ પોતાનાં તન, મન અને ધન સુધ્ધા અર્પણ કરી જરૂર પડે તો જીવ સુધ્ધા આપવા તૈયાર થયા, પરંતુ માલા અને તિલકને ઉતારવા ના જ પાડી, એનું શું કારણ ?

સબૂર ! પ્રશ્ન જેટલો યોગ્ય છે એટલો જ ઉપયોગી છે, એ જેટલો વાસ્તવિક છે, તેટલોજ મહત્ત્વનો છે અને એના પ્રત્યુત્તર પણ યોગ્ય રીતે થવો જોઇએ. આજે તો ઘણાં ખરા આવી દંભિત વાતો કરતાં હોય છે, અને વળી આ પ્રશ્નની અગત્યમાં હાલ ખાસ વધારો થયેલો છે, કારણકે અન્યમાર્ગીય આ પ્રશ્ન કરે એ તો ઠીક જ છે, પરંતુ આજકાલ તો વૈષ્ણવી દીક્ષા લીધેલા કિંતુ ભગવદિચ્છાથી અને કર્મબળે કાંઇક દુ:સંગ લાગવાથી સ્વમાર્ગીય સિદ્ધાંતોના જ્ઞાનથી તદ્દન અજાણ રહેલા એવા અનેક વૈષ્ણવ ભાઇઓ પણ માલા-તિલકની જરૂરિયાત વિશે અનેક કુતર્ક ઉઠાવે છે અને એતન્માર્ગના સિદ્ધાંતોથી અજાણ એવા કેટલાક તો આપણા શ્રીગોકુલેશાનુયાયીઓ દ્વારા થતાં દ્વિરેખ (બે રેખા યુક્ત) દંડાકાર તિલકને





સમજતાં નથી. એવા સિદ્ધાંતોથી અજાણ એવા કેટલાક કહેવાતા મુર્ધન્ય મનુષ્યોનાં વચનોને અનુસરી માલા-તિલકને બાહ્ય ચિહ્નના બહાના નીચે દૂર કરે છે.

એઓ કહે છે કે કપાળમાં તિલક અને કંઠમાં માલા ન પહેરે એ શું વૈષ્ણવ નથી? શું માલા અને તિલક ધારણ કરવાથી જ વૈષ્ણવતા પ્રાપ્ત થયા છે? જો એમ જ હોય એટલે કે વૈષ્ણવમાર્ગનું કુલ રહસ્ય માલા-તિલક ધારણ કરવામાં જ હોય તો પછી એ માર્ગનું ગૂઢત્વ તેમ મર્મ અને વિશેષતા ક્યાં? અને જો માલા-તિલક ફક્ત બાહ્ય ચિહ્ન હોય તો એ કોઇ ધારણ કરે યા ન કરે, એનાથી શું?

આ પ્રમાણે વૈષ્ણવમાર્ગના ખરા અને ઊંડા સિદ્ધાંતોનું જ્ઞાન પોતાને છે અને માલા-તિલક એ કેવળ નકામાં નહિં, તો ફક્ત અજ્ઞાન મનુષ્યો માટે જ માર્ગનાં બાહ્ય ચિહ્ન છે એવો ડોળ કરી આજકાલના પોતાને સમજુ અને સુધરેલા કહેવડાવતા અનેક વૈષ્ણવ ભાઇઓ પોતાના જ હાથે માલા-તિલક દૂર કરે છે, કોઇ કરતું હોય તો અડચણ ઉભી કરી, ટીકા-ટિપ્પણ કરે. પણ માલા-તિલકના પ્રસંગ સમયે સેવક-વૈષ્ણવો પોતાના પ્રાણ આપવા તૈયાર હતા, તે કેટલું વ્યાજબી અથવા સમજું કોણ? તે સેવક-વૈષ્ણવો કે પછી આજના આધુનિકી?

માલા ને તિલક એ એતન્માર્ગનાં બાહ્ય ચિહ્ન છે, એ એની વિજયપતાકા છે અથવા વૈષ્ણવનોએ ઓળકપત્ર છે કે વૈષ્ણવી સિપાઇની એના સરકારે આપેલી ચપરાશ છે, પરંતુ આ શબ્દોથી એનું ગૌરવ ઘટતું નથી, અરે ઊલટું વધે છે. ક્યાં રણવિજયી યોદ્ધાને પોતાના લશ્કરી વાવટા માટે માન નહિં હોય? કયો વીર પોતાના વાવટા માટે પ્રાણ આપતાં પાછી પાની કરશે? ઇતિહાસના અભ્યાસીઓ! આપણા ઇતિહાસનાં પાનાં ફેરવવા અને તપાસવું કે નેલ્સન, નેપોલિયન (આ બે વિદેશીઓ), શિવાજી, મહારાણા પ્રતાપ, વગેરે વીર નરોએ પોતાના વાવટાના રક્ષણાર્થે કેવા ભગીરથ પ્રયત્નો કર્યા છે અને કેટલાય શૂરાઓએ એ માટે પોતાના દેહનું બલિદાન આપ્યું છે!

તો પછી વૈષ્ણવમાર્ગના વીરો એ માર્ગના વાવટાના રક્ષણાર્થે માલા-પ્રસંગનો ઝઘડો ઉઠાવે, પોતાના દેહ સુધ્ધાં આપવા તૈયાર થાય એમાં નવાઇ શી? વાવડાનું રક્ષણ યા નાશ એ જ લશ્કરનું યા માર્ગનું જ રક્ષણ યા નાશ છે. લૌકિક વાવટા માટે પ્રાણ અપાય અને આપનારનાં નામ અમર થાય તો પછી માર્ગીય સિપાઇઓ સ્વમાર્ગના વાવટા માટે સર્વસ્વ અર્પણ કરે અને ઝઘડો મચાવે એમાં આશ્ચર્ય શું?

આ મારગ તો છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને..

વૈષ્ણવમાર્ગના ચિહ્નોને બિનજરૂરી ગણી પોતાની પાસેથી દૂર કરવા કેમ ચાહિશું? લશ્કરનો વાવટો પકડવાનો અધિકાર પ્રાપ્ત થતાં વીર પોતાને ભાગ્યશાળી માને છે, તો વૈષ્ણવ માલા-તિલક ધારણ કરવાનો અધિકાર પ્રાપ્ત થતાં પોતાનું અહોભાગ્ય માને અને એનું જીવની પેઠે રક્ષણ કરે એમાં શી નવાઇ? આપણા માર્ગના સેવક-વૈષ્ણવો જે કેવળ કુંકુમ અને તુલસીકાષ્ઠ ધારણ કરે છે, તે કેવળ ધારણ કરવા માટે નથી કરતાં, પણ આ ચિહ્નો તો તેમનું જીવન છે, પ્રાણ છે, અને સર્વસ્વ છે. શ્રીગોકુલેશ પ્રભુચરણ આજ્ઞા કરે છે કે એમ સર્વસ્વનું રક્ષણ સર્વસ્વથી થવું જોઇએ અને માલા-પ્રસંગમાં તો એ શ્રીગોકુલેશ પ્રભુએ અતિપરિશ્રમ લઇ સ્વયમે જ કરી બતાવ્યું.

એવા શ્રીગોકુલેશ પ્રભુચરણના ઘરના અનન્યતા વાળા સેવક-વૈષ્ણવો પોતાની અનન્યતા સમાન શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને અનુસરી દ્વિરેખ-દંડાકાર તિલક ધારણ કરે છે અને પોતાના કંઠમાં તુલસી-કાષ્ઠની માળાને સ્વરૂપ સમજી ધારણ કરે છે. શ્રીગોકુલેશ પ્રભુચરણના ઘરના સેવકોમાં એવી અનન્યતા છે કે તેઓ પોતાના સ્વામી શ્રીગોકુલેશનો જયકાર સદૈવ કરે છે. જ્યારે પણ સુજાતી વૈષ્ણવ સામે મળે ત્યારે અવશ્ય જૈ જૈ શ્રીગોકુલેશનો જયકાર સમાન ભગવદ્ સ્મરણ કરે છે.

ભગવદ્ સ્મરણ માટે કોઈ નિયમ ના હોય, પણ જ્યાં પોતાના સ્વામીએ માલા-તિલકના ઝઘડા પર વિજય પ્રાપ્ત કર્યો, ત્યારે આપશ્રીના સેવક-વૈષ્ણવોએ જૈ જૈ શ્રીગોકુલેશ, મારો ધણી ગોકુલેશ, જૈ જૈ શ્રીગોકુલેશ ના જયઘોષથી ત્રિભુવન ગજાવી દીધું. અને એ ગુંજ આજે પણ શ્રીગોકુલેશ પ્રભુના ઘરમાં ગાજી રહી છે. ક્યાંક કોઈને જૈ જૈ શ્રીગોકુલેશનો જયઘોષ ખૂંચે, પણ તે તેમણો અંગત અભિપ્રાય છે. તેમણે સમજવું જોઈએ કે જ્યારે આ માર્ગના સમર્થ એવા શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણે માર્ગની રક્ષા કરી છે, અને એજ શ્રીગોકુલેશ પ્રભુચરણની કૃપાબળે આ માર્ગ આજે પણ જીવંત છે, તો પછી સત્ય સ્વીકારવું જોઈએ. દ્વિરેખ દંડાકાર તિલકની આજ્ઞા શ્રીમહાપ્રભુજીએ પ્રદાન કરી છે, અને જેને શ્રીગોકુલેશ પ્રભુચરણના અનન્ય સેવક-વૈષ્ણવો આજે પણ નિ:સંકોચ ધારણ કરે છે.

દ્વિરેખ-દંડાકાર તિલકએ કેવળ તિલક નથી, પરંતુ સાક્ષાત્ આચાર્યસ્વરૂપાત્મક છે. શ્રીગોકુલેશ પ્રભુચરણ સામે કેવળ એકજ ચિદ્રૂપ હતા, પણ આજે અનેક ચિદ્રૂપો શ્રીગોકુલેશચરણશરણાનુરાગી જનોના સૌભાગ્યસમાન દ્વિરેક-દંડાકાર તિલકને કલિયુગના પ્રભાવને કારણે યોગ્ય દિશાને સમજતાં નથી. શ્રીમહાપ્રભુજીની વાણી નથી સમજાતી, શ્રીગુસાંઈજી પ્રભુચરણના વચનો નથી સમજાતાં. અને જ્યારે આ માર્ગના મૂલપુરુષની વાણી ન સમજાતી હોય તો પછી માર્ગના રક્ષકને કેમ કરીને સમજી શકશે ? દુર્ભાગ્ય છે કે તેઓ ન સમજી શકે.

હે નાથ ! હવે ઉગારિયે, એમ વિનતી કીધી ઘણી.
શ્રીઆચાર્યજીની આજ્ઞા થકી, હું પ્રવર્ત્યો પૃથ્વીતલે,
સેવા અર્થ સાંપ્રત્ય થઈ, વિચર્યો તે રાજ તણે બલે.
કલિયુગ તણાં કૌતક જોઈ હું ભય પામ્યો છું અહીં,
ધર્મધુરંધર ઘર થકી, ધર્મના રક્ષક લહી,
હે નાથ ! ઉગારિયે, હું શરણ આવ્યો છું અહીં.

હે નાથ ! આવા દુર્ભાગીજનોને દંડાકાર તિલકનું યથાર્થ જ્ઞાન થાય અને શ્રીવલ્લભનું સાચું શરણ પ્રાપ્ત થાય, એમ વિનંતી કરવી પડે તેવું લાગે છે. શ્રીમહાપ્રભુજીના વચનોનુસાર 'પોતાના ભાલમાં દંડાકાર તિલક ધારણ કરવું...' એવી કરે છે. ક્યાંક ફરી ફરી પ્રશ્ન થાય કે દંડાકાર કહેવાથી તે તો ચરણાકાર રૂપે પણ કહેવાય અને ઊભા તિલક રૂપે પણ કહેવાય. તો પછી શ્રીમહાપ્રભુજીના દંડાકાર શબ્દનો આશય શું ? ત્યાં શ્રીગુસાંઈજી આ પ્રશ્નનો સમાધાન કરતાં આજ્ઞા કરે છે કે તિલક તો એવી રીતે કરવું કે જે નાસિકાના મૂળથી શરૂ થાય અને બન્ને ભવાને સ્પર્શ કરી કેશપર્યંત બે સમાન્તર

રેખા જાય, એવી દ્વિરેખ (બે રેખા) કરવી. અને પછી વાત સ્પષ્ટ થઇ જાય કે શ્રીમહાપ્રભુજી જે દંડાકાર પોતાના કપાળમાં કરવું, તે કેવું ? તે બે રેખા પોતાના નાસિકાના મૂળથી ભવાના સ્પર્શ કરી પોતાના લલાટ પર ઊભી અને છેક કેશ સુધી કરવી. આવા દંડાકાર તિલકને આપણા શ્રીગોકુલેશ પ્રભુચરણના ઊભય વૈષ્ણવો સદૈવ ધારણ કરે છે.

પદ્મપુરાણમાં એવું આવે છે કે જે ભક્તો છે, મહાભાગવત છે, તેઓ તો શુદ્ધ ચિહ્ન સ્વરૂપે કાંતો શ્રીહરિના પદાકૃતિ સમાન અથવા તો **દંડાકાર** (બે રેખાવાળું) તિલક ધારણ કરે છે. અને વળી પદ્મપુરાણમાં એમ પણ કહેવામાં આવે છે કે આવે છે કે દંડાકાર તિલક તે શોભાયુક્ત છે. તો પછી એવી શોભાને આપણે પોતાના લલાટે ધારણ કેમ ન કરીએ ? જ્યાં શાસ્ત્ર દંડાકારની આજ્ઞા કરે છે, શ્રીમહાપ્રભુજી દંડાકાર તિલકને પોતાના લલાટે કરવાની આજ્ઞા પ્રદાન કરે છે, અને શ્રીગુસાંઇજી કેવળ દંડાકારને અલગ રીતે આલેખી એટલે કે બે રેખા કરવી, એવી આજ્ઞા કરે છે.

જેઓ દંડાકાર તિલક કરનાર તરફ દ્વેષ કરે છે, તેઓ મનથી પીડિત સમાન છે. તેઓ શ્રીમહાપ્રભુજીના ગ્રંથોનો અભ્યાસ નથી કરતાં, તેઓ શ્રીગુસાંઇજી દ્વારા પ્રગટીત ગ્રંથોનો પણ અભ્યાસ નથી કરતાં, તો પછી તે પીડાનું શમન કરવા કોઇ ઉપાય ક્યાંથી મળે ? સત્યને જાણે છે, પણ સ્વીકારવું નથી. એવાની આવી પીડાનું સમાધાન શું હોઇ શકે ?

*એક દિવસ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ પોતાની શ્રીબેઠકે બિરાજમાન છે; આપશ્રી એક પ્રસંગ સર્વ અનન્યજનોને આજ્ઞા કરે છેઃ જે કો કો એસે ભલે મનુષ્ય હોત હેં જે કાહા કહીએ. એક બેર ભાજણ માંહાં કાહુ બ્રાહ્મણકી વસ્તુ ગઇ. સો એક બ્રાહ્મણને પાઇ. વિચાર્યો જે કાહુકો સરવસ હેં. જલ તબ લેઉગો જબ ઉનકો ધણી પ્રગટ હોયગો. એસી પ્રતિજ્ઞા કરીકે ખોજવેકું નિકસ્યો. ઓ તો જીનકો ગયો સો તો મરણ લાગ્યો, જે મેરો સર્વસ્વ ગયો. તબ જીન પાઇ હતી ઉને ઓ ખોજ કાઢ્યો. દેખે તો મરણપ્રાય પડ્યો હે. તબ ઉને લેકે ફિર ઉનકે આગે રાખી. (તબ વહ બ્રાહ્મણ કહ્યો) જે તેરી ઇચ્છા હોય સો યાંમેતે લે. તબ ઉને કહ્યોં 'લેઉ તો સબેહી ક્યો ન લેઉં. વે અહે બ્રાહ્મણકો કાજ નાંહી. (રત્નકોષ)*

સમજ:- એટલું સારાંશમાં સમજવું કે જે પોતાનું ન હોય, તેમાં પોતાનો અધિકાર કરવો નહિં. અને ખાસ કરીને અન્યનું ધનને પોતાનું માની લેવું તે ન કરવું જોઇએ.

હમણાં તો ખેલના દિવસો ચાલી રહ્યાં છે, અને સર્વત્ર આનન્દ પ્રસરી રહ્યો છે. આપણે પણ એવાં એકાદ ગુણગાન કરવાનો લ્હાવો લઈએ.

राग काफी :- मेरो प्यारो रंगन भीनो हो; खेले यह खेल नवीनो हो ।। १ ।। संग समाज सुहावे हो; बहु विध बाजे बजावे हो ।। २ ।। खेले गोकुलकी गलियां हो; त्रिया देखनको मिलियां हो ।। ३ ।। लाल अबीर उड़ावे हो; प्यारी के मन जो भावे हो ।। ४ ।। पीतरंग केसर लाइ हो; के छिरकत नेह सुहाइ हो ।। ५ ।। सोंधो अनुराग लगावेहो; लालनके संग सुहावे हो ।। ६ ।। प्यारेको कंठ लगावे हो; फूलि ज्यों माला सोहावे हो ।। ७ ।। परस्पर रीझ रिझावे हो; जो जैसे मन भावे हो ।। ८ ।। दासमुकुन्द यह गावे हो; सरनाजो सचुपावे हो ।। ९ ।।

---

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

### વિક્રમ સંવત્ ૨૦૬૬ મહા વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ ફાગણ સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

### ફરવરી ૯, ૨૦૧૦ થી ફરવરી ૨૫,૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - મહા વદ | મંગળ | ફરવરી - ૯ | શ્રીવિજયા એકાદશી વ્રત। |
| ૧૨ | બુધ | ૧૦ | |
| ૧૩ | ગુરુ | ૧૧ | **બડે શ્રીવિઠ્ઠલરાયજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૬૪૫)** |
| ૧૪ | શુક્ર | ૧૨ | |
| ૩૦ | શનિ | ૧૩ | |
| ૩૦ | રવિ | ૧૪ | |
| ૧ | સોમ | ૧૫ | |
| ૨ | મંગળ | ૧૬ | |
| ૩ | બુધ | ૧૭ | |
| ૪ | ગુરુ | ૧૮ | |
| ૫ | શુક્ર | ૧૯ | |
| ૬ | શનિ | ૨૦ | |
| ૭ | રવિ | ૨૧ | |
| ૮ | સોમ | ૨૨ | **હોલિકાષ્ટકનો પ્રારમ્ભ।** |
| ૯ | મંગળ | ૨૩ | |
| ૧૦ | બુધ | ૨૪ | |

**જેઓને સિદ્ધિ (પ્રાપ્ત) થઇ છે, અને જેઓ પોતે સિદ્ધિ આપનાર છે તેઓને પણ ભગવન્માર્ગ ઇષ્ટ (ફલ) આપનાર છે, કારણકે (તેઓને) તેથી પણ અધિક ફલની અપેક્ષા છે.**

(શ્રીસુબોધિનીજી ૩.૨૧.૩૪)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટિપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## વિદ્યાભ્યાસ

...ગતાંકથી આગળ

**યમુનાષ્ટક તથા યમુનાષ્ટપદી:**

એક સમય શ્રીગુસાંઈજીએ શ્રીવલ્લભાચાર્યજીકૃત શ્રીયમુનાષ્ટકની ટીકા લખવા માંડી, એક શ્લોકની ટીકા લખી, પરંતુ એ વાંચી જોતાં એમને લાગ્યું કે એ વિવરણ-ટીકા યથાર્થ થઇ નથી તેથી એ કામ છોડી દીધું, પણ પછીથી એમની આજ્ઞાથી શ્રીગોકુલેશજીએ સાડા ત્રણ શ્લોકનું વિવરણ કર્યું એ જોઇ શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. બાકીના શ્લોકનું એવું જ વિવરણ શ્રીગોકુલેશજીએ કર્યું. એમ ગોપાલદાસભાઇ પ્રાગટ્ય સિદ્ધાન્ત ગ્રંથમાં લખે છે. એના કારણમાં એટલું જ જણાવે છે કે 'મહારસ વિશદ થાય નહિ અને આ જ કારણને લઇ શ્રીગુસાંઇજી-કૃત શ્રીયમુનાષ્ટડદીની ટીકા શ્રીગોકુલેશજીએ કરી નથી'.

**ગ્રંથ :-**

એમ છતાં શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીકૃત શ્રીસુબોધિનીજી, શ્રીસર્વોત્તમસ્તોત્ર વગેરે અનેક ગ્રંથો પર અતિ વિસ્તૃત ટીકાઓ કરી જગતના પંડિતશિરોમણિઓનાં અંધકારથી પીડાતાં ચર્મચક્ષુઓને અપૂર્વ અને અમૂલ્ય જ્ઞાનપ્રકાશનું દાન કર્યું છે. પોતાની આ વિસ્તૃત તેમન વિદ્ુષી ટીકાઓ દ્વારા એ સર્વ ગ્રંથોનાં, વિદ્વાન અને શાસ્ત્રના અભ્યાસકોને પણ સમજી ન શકાય તેવાં, ગૂઢ રહસ્યો પ્રકટ કરી સમસ્ત વિદ્વાન વર્ગને આપશ્રીએ આભારી કર્યો છે. આ સંબંધમાં ઈચ્છા થતાં વાચકવૃંદ વધારે ખાતરી કરી શકે તેથી શ્રીગોકુલેશજીએ જે જે ગ્રંથો પર ટીકા કરી છે તેમાંના મુખ્ય ગ્રંથોનાં નામ નીચે આપવામાં આવ્યાં છે:

**શ્રીગોકુલેશજીકૃત સંસ્કૃત તથા ટીકાઓના ગ્રંથો:**

શ્રીસુબોધિની પર (સ્વતંત્ર) ટીકા,

ષોડશગ્રંથ પર ટીકા,

સારસંગ્રહ માલ્લોદ્ધાર પ્રસંગે ડંડીના સમાધાન અર્થે કર્યો છે,

ગદ્યમંત્ર પર ટીકા,

ગુપ્તરસ પર ટીકા,

શ્રીસર્વોત્તમસ્તોત્ર પર ટીકા. આ ટીકા બે પ્રકારની છેઃ સામાન્ય તેમજ સ્વતંત્ર. સામાન્ય ટીકાનું કદ ૪૦૦ શ્લોકનું છે, પણ સ્વતંત્ર ટીકાનું કદ ૧૨૦૦૦ શ્લોકનું છે. સ્વતંત્ર ટીકાનો આખો ગ્રંથ તો હાલ કયાં છે એ પણ જણાતું નથી.

વેણુગીત પર (સ્વતંત્ર) ટીકા,

ભાવરસાયણ એકાદશી આદિ નિર્ણય; વૈષ્ણવલક્ષણ,

અસ્મત્ કુલં નિષ્કલંકં શ્લોકની વ્યાખ્યા,

શ્રીવલ્લભાષ્ટક પર ટીકા.

ઉપર આપેલી ગ્રંથોની યાદી ઉપરથી શ્રીગોકુલેશજીએ એકાદ જ નહિ જેવા ગ્રંથો સિવાય કોઇ મહાન્ સ્વંત્ર ગ્રંથ કર્યો હોય એવું જણાતું નથી અને તેથી વાચકને સ્વાભાવિક રીતે જ એનું કારણ જાણવા ઉત્કંઠા થશે, અત્રે કદાચ કોઇ અબૂધ કહેશે કે શ્રીગોકુલેશજીમાં સ્વતંત્ર ગ્રંથ બનાવવાનું સામર્થ્ય નહિ હોય! પણ શ્રીગોકુલેશજીની ઉપર ગણાવેલી સમૃદ્ધ ટીકાઓ વાંચી તથા સમજી શકે તેવા સજ્જન પંડિતો યા શાસ્ત્રીઓ એ વાત માન્ય કેમ કરશે? એમ છતાં ગ્રંથો નહિ રચવાનું કારણ એ પંડિતો કે શાસ્ત્રીઓ પણ ભાગ્યેજ બતાવી શકશે, એ તો એ સ્વરૂપના અનુભવી ગોપાલદાસભાઇજી જેવા સિવાય બીજા સર્વની શક્તિ બહારનો વિષય હોય એમ લાગે છે અને તેથી અમે પણ એ સંબંધમાં ગોપાલદાસભાઇજીના મતને અનુસરીએ છીએ.

**સમાધાન** :-

આ શ્રીગોકુલેશજીના પરમ કૃપાપાત્ર ગોપાલદાસભાઇ વ્યારાવાળાના લખવા મુજબ શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજી, જેઓ અનુક્રમે પુષ્ટિમાર્ગના છે, તેમણે સ્વકીયને સ્વરૂપ (શ્રીઠાકોરજી)ની સન્મુખ થવા માટે માર્ગનાં કર્મ, ધર્મ તથા તદનુસારી આચારવિચારના જ્ઞાનાર્થે અને એવાં જ અનેક કારણોને લઇ સ્વજનોનાં શિક્ષા તથા રક્ષણને માટે નાના-મોટા અનેક ગ્રંથો રચ્યા હતા, પણ એ સર્વ ગ્રંથોનું ખરું ગૂઢ રહસ્ય કોઇ સમજી શક્યું નહિં, તેથી શ્રીગોકુલેશજીએ જે એતન્માર્ગના પોષક અને રક્ષક ગણાય છે તે સર્વ ગ્રંથો પર અતિ વિસ્તૃત ટીકાઓ કરી, એ રહસ્ય પ્રકટ કર્યું અને એ દ્વારા સ્વજનોને સ્વરૂપ (શ્રીઠાકોરજી)નું જ્ઞાન તથા માર્ગીય જ્ઞાન કરાવ્યું, પણ જ્યારે એ ગ્રંથ તથા માર્ગના અસાધારણ ફલરૂપ પોતાનું પ્રાગટ્ય ભૂતલ પર થયું, ત્યારે આગળ એ સ્વરૂપ (શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી) કયા સ્વરૂપને ઓળખાવવા ગ્રંથ કરે?

તેથી શ્રીગોકુલેશજીએ સ્વયં સ્વતંત્ર ગ્રંથ ન કરતાં કેવળ કરુણ વિપ્રયોગના ૩૫ શ્લોક કર્યા છે, કારણકે એ સ્વરૂપની અપ્રાગટ્ય દશાએ સ્વકીયોને માટે એના જ કેવળ વિપ્રયોગના અનુભવ સિવાય બીજું કાંઇ કર્તવ્ય નથી, કારણકે એ (શ્રીગોકુલેશજી) પછી એવું બીજું પ્રાગટ્ય નથી કે જેને બતાવી સ્વકીયને શાંત કરી શકે.

ટૂંકમાં, શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજીએ પોતાના ગ્રંથોમાં જે રસાત્મક સ્વરૂપને અતિ ગૂઢ રીતે વર્ણવેલું છે તે જ સ્વરૂપ આ શ્રીગોકુલેશ પ્રભુ છે અને આ સ્વરૂપનું જ્ઞાન સ્વકીયને કરાવવા એમણે અનેક ગ્રંથો રચ્યા છે, પણ એ





ગ્રંથોની ગૂઢ અને માર્મિક વાણી જ્યારે સામાન્ય બુદ્ધિના સ્વકીયોથી સમજાઇ નહિ ત્યારે એમના પર કૃપા કરી શ્રીગોકુલેશ પ્રભુએ એ ગ્રંથો પર વિસ્તૃત ટીકાઓ કરી એમાં રહેલા ગૂઢ સ્વરૂપને પ્રગટ કર્યું, કારણકે પ્રાગટ્યદશામાં પણ જો પોતાના ફલાત્મક સ્વરૂપનું જ્ઞાન સ્વકીયોને થાય નહિં તો જે પ્રાકટ્ય એમને માટે જ હતું તે વ્યર્થ થાય, એટલે કે પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન સ્વજનોને પ્રદાન કરવા માટે જ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુએ ઉપર કહેલી સર્વ ટીકાઓ લખી છે, પણ આગળ બીજું એવું પ્રાગટ્ય નહિં હોવાથી એમણે સ્વતંત્ર ગ્રંથ રચ્યો નથી.

ગોપાલદાસભાઇ વ્યારાવાળાનું આ સમાધાન કદાચ કેટલાકને પક્ષપાતી લાગશે, પણ જ્યારે બીજાં સમાધાન શક્ય નથી ત્યારે સમાધાનની ઇચ્છાવાળા માટે આ જ વધારે પસંદ કરવા લાયક છે.

ભાષાગ્રંથ :-

સંસ્કૃત ભાષામાં રચેલા આ ગ્રંથો સિવાય શ્રીગોકુલેશ પ્રભુએ સ્વજનના હિતાર્થ વ્રજભાષામાં શ્રીમુખથી અનેક વચનામૃતો, પ્રસંગો, તથા વાર્તાઓ પ્રગટ કરી છે. પૂર્વે જણાવ્યા પ્રમાણે જેમ બાળપણમાં નિરંતર પ્રાતઃકાલમાં શ્રીગોકુલેશ પ્રભુ ઊઠે ત્યારથી રાત્રે આપશ્રી પોઢે ત્યાં સુધી ભક્તજનનાં જૂથ સેવામાં હાજર રહેતાં હતા, મોટી વયે શ્રીગોકુલેશ પ્રભુએ ભાગ્યે જ એકાંતમાં જોવામાં આવતાં, આથી જ્યારે જોઇએ ત્યારે શ્રીગોકુલેશ પ્રભુચરણ પોતાના સ્વ-ભક્તજનોની મધ્યમાં માલૂમ પડતાં.

આવા દરેક પ્રસંગે આપશ્રીએ પોતાના ભક્તોને શિક્ષાર્થે અનેક વાર્તાપ્રસંગ કહ્યાં છે. આ પ્રસંગોમાં શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુ એક ચાલાક શિક્ષકની માફક શુષ્ક તત્ત્વજ્ઞાનને રસમય બનાવી સાધારણ બુદ્ધિના સ્વજનો સમજી શકે એવી સાદી અને સરળ ભાષામાં દૃષ્ટાંત વગેરેથી સ્વમાર્ગના સિદ્ધાંતોનું ઘણી સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરે છે. આ પ્રસંગો યા વચનામૃતોમાંના ઘણાં ખરા શ્રીગોકુલેશ પ્રભુચરણના અંતરંગ કલ્યાણ ભટ્ટજી તથા અન્ય ભગવદીયોએ પોતે નોંધ કરિ રાખ્યાં અને એ શ્રીગોકુલેશ પ્રભુચરણના ભાષાગ્રંથમાં ગણાય છે, જેમાં મુખ્ય ગ્રંથોના નામ નીચે પ્રમાણે છે:

૧.વચનામૃત - ૮૪ વૈષ્ણવ વાર્તા, જેમાં ૮૪ પ્રકારનાં પ્રસંગ છે, સિદ્ધાંત, હાસ્ય, સ્નેહ, વગેરે.

૨.ચોવીસ વચનામૃત,

૩.૨૫૨ (શ્રીગુસાંઇજીના) વૈષ્ણવોની વાર્તા

૪.શ્રીમહાપ્રભુજીની નિજવાર્તા-ઘરુવાર્તા, શ્રીબેઠક ચરિત્ર,

૫.શ્રીગુસાંઇજીની વાર્તા, શ્રીબેઠક ચરિત્ર,

૬.ઉત્સવભાવના તથા નિત્યસેવાભાવના,

૭.અન્ય વચનામૃતો: સિદ્ધાંત, હાંસી, સ્નેહ વગેરે (૩૨ લક્ષણ, હાસ્યામૃત, વગેરે)

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું પંદરમું નામ **अङ्गीकृतौ समर्यादो**[१५] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે અંગીકૃતૌ સમર્યાદોને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. अंबरे चरनप्रदिप्तद्रग्भृकुटिटोग्रदंष्ट्रकम् (૧૦.૧૮.૨૭), अनुगीयमानो न्यविशद् (૧૦.૧૮.૧), अथ कृष्णः परिवृतः (૧૦.૧૮.૧), एवं तो लोकसिद्वाभिः (૧૦.૧૮.૧૬), स च वृन्दावनगुणैः (૧૦.૧૮.૩), ग्रीष्मो नामर्तुरभवन्नातिप्रेयान् (૧૦.૧૮.૨), उडुपतिमानिव अम्बुदः (૧૦.૧૮.૨૬).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે જે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી જે જીવોને અંગીકાર કર્યા છે તે ભક્તિમાર્ગની મર્યાદાની સાથે અંગીકાર કર્યા છે, એવા શ્રીમહાપ્રભુજી છે, તેથી શ્રીગુસાંઈજીએ શ્રીમહાપ્રભુજીનું પંદરમું નામ **अङ्गीकृतौ समर्यादो**[१५] પ્રગટ કર્યું.

હવે ગયા વખતે આપણે જોયું કે શ્રીઆચાર્યજી શરણે આવેલ જીવોને ભક્તિમાર્ગની મર્યાદાનુસાર અંગીકાર કરે છે, ત્યાં એવો મનમાં પ્રશ્ન આવે કે ભક્તિમાર્ગની મર્યાદા કેવી છે? ત્યાં શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ આપણા જેવા જીવોને ગૂઢાર્થને સરલ કરી આજ્ઞા પ્રદાન કરે છે કે શ્રીમહાપ્રભુજી દ્વારા અંગીકારની પહેલાં જીવ એમ જાણે કે શું હું મુક્તિથી પણ અધિક શ્રીમહાપ્રભુજીનો સાક્ષાત્ સંબંધ પ્રાપ્ત કરીને કૃતાર્થ થઈશ! અને શું મારો આવો મનોરથ સિદ્ધ થશે! તો આવું મનમાં જાણીને પહેલાં આપશ્રીને પ્રાર્થના કરે છે (શ્રીમહાપ્રભુજીએ જીવ ઉપર પોતાના પ્રમેય બલ દ્વારા મનમાં અનુભવ કરાવે છે) 'આપ મને આપનો કરો' તો આ પ્રકારે પ્રાર્થના વડે જ્યારે આપને શરણે આવે ત્યારે આપ કૃપા કરી આપની નિકટ બોલાવીને શ્રીઠાકોરજીની સન્મુખ બેસાડીને માર્ગની રીતિથી ઉપદેશ કરી પછી શ્રીઠાકોરજીને સોંપીને પછી પોતાનો જાણીને સ્વીકાર કરે છે કે 'આ મારો છે', ત્યારે શ્રીઠાકોરજી આપ ફલદાન કરે. તો આ રીતિથી અંગીકાર કરે છે.

હવે કહે છે કે જીવ તો પોતાના ઉદ્ધાર માટે અનેકાનેક જતન કરે છે અને કરશે પણ આપ મુક્તિથી પણ અધિક ફલનું દાન શા માટે કરે છે? ત્યાં આવી શંકાનું સમાધાન માટે શ્રીગુસાંઈજી હવે શ્રીમહાપ્રભુજીનું ૧૬મું નામ પ્રકટ કરે છે, અને આજ્ઞા કરે છે કે :





તેથી હવે આગળ શ્રીમહાપ્રભુજી આપ અંગીકાર કરે છે ત્યારે શ્રીઠાકોરજી ફલદાન કરે છે. તો ક્યારેક પ્રશ્ન થાય કે શ્રીમહાપ્રભુજી આપ કયા પ્રકારથી અંગીકાર કરે છે ? ત્યાં શ્રીગુસાંઇજી હવે આગળનું નામ પ્રકટ કરવાં પ્રવૃત્ત થયા છે અને આપશ્રી હવે પંદરમું નામ પ્રકટ કરે છે, અને આજ્ઞા કરે છે કે : **महाकारुणिको**[९६] શ્રીમહાપ્રભુજી કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છો...

**अङ्गीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानवः**[९४] ।।

**अङ्गीकृतौ समर्यादो**[९५] **महाकारुणिको**[९६] **विभुः**[९७] ।।१०।।

ભાવાર્થ :- [૯૪]શ્રીમહાપ્રભુજી જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય બનાવ્યાં છે એવા આપ છો, [૯૫]ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા છો, [૯૬]આપ કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છો, [૯૭]અને આપશ્રીની વંદના વિભુતિઓ કરે છે.

**महाकारुणिको**[९६] **:-** આપ (શ્રીમહાપ્રભુજી) કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છો.

રાગ : દેવગંધાર

અબકૈ મહાકારુણિક કહિયત ।।
તજિ નિજધામ અવનિતલ પ્રકટે ભએ સબકે મન ભાએ ।। ૧ ।।
અપની પ્રતિજ્ઞા સત્ય કરિ તુમ નિજજન નેહ નિબાહે ।।
સબ પરિકર લૈ સરન ભયો સો તવ પદ-સરોજ-રજ પાએ ।। ૨ ।।
જિન નહિં જાને શ્રીહરિ-મુખ-મૂરતિ તિનનેં વૃથા જનમ ગંવાએ ।।
સર્વસુ શ્રીવલ્લભ નિજજનકોં સો 'ગોવિન્દ' જન જસ ગાએ ।। ૩ ।।

શ્રીમહાપ્રભુજી કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન એવા **महाकारुणिको**[९६] છો.

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- 'જોકે જીવ પોતે કૃતાર્થ થાય તે માટે શરણ આવવું વિગેરે (સાધન) કરે, છતાં પણ શ્રીઆચાર્યશ્રીને (તેને) મુક્તિથી અધિક પોતાના માર્ગનો સાક્ષાત્ ભગવાનનો સંબંધ પ્રાપ્ત કરાવવાનું શું પ્રયોજન ?' એવી શંકા થાય, તેથી 'મહાકારૂણિક' એ નામ કહેલું છે. જો કે મર્યાદામાર્ગના આચાર્યો પણ ભક્તિ પ્રદાન કરનાર હોઇ કરૂણાવાળા જ છે, છતાં પણ શ્રીમહાપ્રભુજી તે સર્વથી પણ અધિક કૃપાયુક્ત એટલે કે પુષ્ટિમાર્ગીય સંબંધ પ્રાપ્ત કરાવનાર હોવાથી 'મહાકારૂણિક' (ઘણાજ કરૂણાવાળા) છે.

**સરળ સમજૂતિ** :- શ્રીમહાપ્રભુજી કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છે. આમાં કોઇ આશ્ચર્ય નથી, કારણ કૃપાનું બીજું રૂપ કરૂણા છે. કરૂણા વિના કૃપા થઇ શક્તી નથી. શ્રીવલ્લભાધીશ મહાકરૂણાવાન હોવાથી સ્ત્રી, શુદ્ર, પતિત અસ્પૃશ્ય આદિ જીવોને કરૂણા ધર્મથી જ અનુગ્રહ દ્વારા અંગીકાર કરે છે, આવો અંગીકાર કરૂણા સિવાય થઇ શક્તી નથી.

આપ ભક્તોને કરૂણા કરી ભગવલ્લીલાના આનંદનું દાન કરે છે. આવા આપ અત્યંત કરૂણાવાન છો, એટલું જ નહિં, પરંતુ આપની અંગીકૃતિની નિ:સીમ કરૂણા તો આપશ્રીએ અડેલમાં પોતાની જ્ઞાતિની બ્રાહ્મણીની અક્ષમ્ય અપરાધ યુક્ત ચરિત્ર ન જોતાં કેવળ આપના કરૂણાધર્મથી અંગીકાર કરી પુષ્ટિમાર્ગીય સેવાનું ફલદાન કર્યું.

**શ્રીમહાપ્રભુજી કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન એવા महाकारुणिको[૧૬] છો.**

ક્રમશ:

સંયોજન:- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૨૧. દીનતા

અબ ઔરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ વૈષ્ણવસો આજ્ઞા કરત હૈ - ઈકીસમો વચનામૃત કહત હે જો ! વૈષ્ણવ કબહું સંજોગ કો સ્મરણ કરિકે રહે. આનંદ ન પાવે. કબહુ વિરહ કરીકે અત્યંત દીન ભાવકો પ્રાપ્ત હોય. યહ દૈન્યતા પરમ ફલરૂપ હે દૈન્યતાતે હરિ સંતોષ. તાતે શ્રીઠાકોરજી અત્યંત પ્રસન્ન હોત હૈ. જબ નિ:સાધન હોય તબ યહ વિચારે.

चित्तेन दुष्टो वचसापि दुष्टः

कायेन दुष्टः क्रिययापि दुष्टः ।।

ज्ञानेन दुष्टो भजनेन दुष्टो

ममापराधः कतिधा विचार्यः ।।

શ્રીગુસાંઈજીનો બનાવેલો આ શ્લોક છે તેનો અર્થ :- ચિત્તેય દુષ્ટ વચનેય દુષ્ટ દેહે ય દુષ્ટ કરમે ય દુષ્ટ; જ્ઞાને ય દુષ્ટ ભજને ય દુષ્ટ શું ય વિચારો અપરાધ મારા..

યાં ભાંતિ અપુનકો વિચારે. સાધનમેં હીન જાની મનમેં પ્રભુકો દાસભાવ રાખે. ઓર અપને સ્વરૂપકો વારંવાર વિચારનો. જો મેં કોન ગિનતીમેં હું ? એસે તો અનેક પ્રકારકી ક્રીડા હે તિનમેં મે હૂં. ઓર મેરી દેહ મલમૂત્રસો ભરી હે. ઓર જીતની વસ્તુ સબ ખોટી કહી હે સો મેરી દેહમેં ભરી હે. ઓર કો મેં કહા દેખું ? હાડ, માંસ, ચર્મ, થૂંકકી ભરી હે, અનેક દ્વાર કરિકે મલ વહત હૈ. એસો જો મેં મહા દુષ્ટ અજ્ઞાની કામ ક્રોધ મદ મત્સરતા ઈર્ષ્યાસો ભર્યો હૂં, ઓર મોહ રૂપી વ્યારીસો-બેડીસો સંસારમેં બાંધ્યો હૂં, અનેક દુ:ખ-સુખકો સંસારમેં ભોગ કરત હૂં.

સો એસો જો મેં તાકુ કહું ઠીકાનો નહીં હે. તાકો શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પરમ દયા કરીકે અત્યંત દીન દયાલ હૈ જો મો પતિતકો શરણે લીયો હૈ. મહા દોષકી ખાનિમેં હૂં, જો મેં કહા પુષ્ટિમાર્ગકી શરણ જોગ્ય હૂં? મોકું તો નરકમેં ઠોર નહીં હે. તાતે મોકો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને પરમકૃપા કરીકે શરણ લે કે અપને સર્વસ્વ પૂર્ણ પુરુષોત્તમસોં સંબંધ કરાયો હૈ. સો અબ મોકો યહ કર્તવ્ય હે-જોગ્ય હે જો દૃઢ કરીકે શ્રીપુરુષોત્તમકે ચરણારવિંદમેં મન લગાયકે રહેનો. ઓર કોટિન કોટિ જુગને સંસારમેં ભ્રમત મહા દુ:ખી ભયો હૂં. તાતે અબ સંસારમેંતે મન કાઢિકે પ્રભુનકે ચરણારવિંદમેં મન લગાયકે રહેનો. યા પ્રકાર અપને મનકું છિન છિનમેં સંભારે તબ દીનતા ભાવ ઉત્પન્ન હોય.

ઓર સબ વસ્તુમેં મુખ્ય ભગવદ્ ઇચ્છા જાને; ઓર ઉદ્યમ એસો કરે જામે અપનો ધર્મ ન જાય. ઓર યહ અપને મનમેં નિશ્ચય કરે ઓર શ્રીઠાકોરજીકો નામ લેકે અપનો ધર્મ હોય સો કરે. જામે અપનો ધર્મ જાય સો કરનો નહીં. ધર્મ ગયો તબ સબ ગયો ઓર સઘરે પદાર્થ કો નાશ ભયો. અપની ખરી મજુરીકો હોય સો શ્રીઠાકોરજીકો પ્રસન્નતાસો અંગીકાર કરે ઓર યહ નિશ્ચય નિરધાર કરીકે અપને ધર્મકી રક્ષા કરની.

ઓર શ્રીઠાકોરજીકો નામ લે કે કછુ વસ્તુ લાય કે શ્રીઠાકોરજીકો સમર્પની નહિ ઓર વામેંતે ખાનપાન કરે તો પાતકી હોય. તાકી સેવા વ્યવહાર રૂપ હ્વે જાય. ઓર શ્રીઠાકુરજી કે મિસ અપને ખાનપાન કે લીયે ધર્મ વેદી કે લાવે તો વાકો સઘરો ભગવદ્ ધર્મ નષ્ટ હ્વે જાય. વેસેઇ કીર્તન કરીકે દેહ નિર્વાહ કરે, ભગવદ્ ધર્મ પ્રગટ કર કે દેહ પોષે-નિર્વાહ કરે તથા ગ્રહકો પોષણ કરે તો તાકો કછુ ભગવદ્ ધર્મ ફલરૂપ ન હોય. ઓર સંસારમેં સંસારકિ રીતિ હોય તેસે ચલે, ઓર કાહુકો બુરો ન કરે ઓર લોગ સઘરે જાને જો યહ બડો સંસારી હે તબ ભગવદ્ ધર્મ બઢે જહાં દશ વૈષ્ણવ એતન્માર્ગીય (અપને સુજાતી) હોય તહાં ભગવદ્ વાર્તા-ચર્ચા કરે ઓર વૈષ્ણવકે આગે અપની બડાઇ તથા પુરુષાર્થ પ્રગટ ન કરે.

કુટુંબમેં-સંસારી આગે અપનો પુરુષાર્થ પ્રગટ ન કરે જો મેં કમાત હું, તાતે ગૃહસ્થ ધર્મ ચલત હે; એસો વિચારે જો પ્રભુ બડે દયાલ હે સબ પ્રકારસો મો સરીખે કો જો પાલન કરત હે, ઓર સઘરો કુટુંબ શ્રીઠાકુરજીકો દાસ હે, ઇનકે પીછે મોકો શ્રીઠાકુરજી પાલન કરત હે યા પ્રકાર વિચારે તબ ભક્તિ બઢે ઓર જ્ઞાનમાર્ગમેં સાધન કષ્ટ-ત્યાગ દૃઢ હોય તબ ઉદ્ધાર હોય ઓર યા પુષ્ટિમાર્ગમેં યા પ્રકારસો ચલે તો ગૃહસ્થકો ઉદ્ધાર હોય. સંસાર કે ઉદ્ધારાર્થ યહ માર્ગ હે તામે ત્યાગ-વિવેક હોય તો કહા કહેનો ?

યહ જ્ઞાન તાદૃશી ભગવદીય કે સંગતે હોય. યાકો દુસરો પ્રકાર નાહીં હે યા પ્રકાર શ્રીગોકુલનાથજી વૈષ્ણવકો શિક્ષા દીયે હેં. યા પ્રકારસો શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હેં. ઇતિ એકવીસમો પ્રસંગ. ૨૧

..ક્રમશ:

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત એકવીસમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### મહાવદાસ

આ મહાવદાસ જામનગર પાસે વળા ગામના ઔદિચ્ય શિહોરા બ્રાહ્મણ હતા. શ્રીગુસાંઈજી પ્રભુચરણના સેવક હતા પરંતુ પાછળથી શ્રીગોકુલેશ પ્રભુચરણનું દર્શન થતાં જ આપશ્રીમાં સ્વરૂપાસક્ત થયા હતા. શ્રીગોકુલેશ પ્રભુને જ પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે જાણ્યા હતા અને માણ્યા પણ હતા. પોતાનું શેષ જીવન શ્રીગોકુલમાં શ્રીગોકુલેશ પ્રભુના સાન્નિધ્યમાં વ્યતીત કર્યું હતું.

મહાવદાસભાઇ સદ્‌ગુણસંપન્ન, સાત્ત્વિક વૃત્તિ અને દીનતાથી પૂર્ણ હૃદયયુક્ત એવા ભગવદીય હતા. પરમ વિદ્વાન અને કાવ્યશાસ્ત્રમાં પણ નિપુણ હતા. 'શ્રીસર્વોત્તમ સ્તોત્ર' અને 'નવરત્ન'નો નિત્ય પાઠ કરતા હતા. શ્રીગોકુલેશ પ્રભુના દર્શન માત્રથી તેઓ આકર્ષાયા હતા અને શ્રીગોકુલેશ પ્રભુ પણ તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા હતા.

શ્રીગોકુલેશ પ્રભુમાં જ રસાત્મક પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રનું દર્શન થવાથી, તેમણે શ્રીગોકુલેશ પ્રભુ સંબંધી અનેક ગ્રંથોની રચના પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણના ભાવથી જ કરી હતી. શ્રીગોકુલેશ પ્રભુના અલૌકિક ગુણ-સ્વરૂપનું વર્ણન કરતો તથા ગીત-ગોવિંદની પદ્ધતિથી અષ્ટપદીમાં તેમણે રચેલો સંસ્કૃત ગ્રંથ 'શ્રીવલ્લભગીત' તેમનું એક સર્વોત્તમ સર્જન છે. તદુપરાંત સંસ્કૃતમાં તાત્પર્યબોધ, સજ્જનમંડન, રસાર્ણવ વગેરે ગ્રંથો પણ પ્રગટ કર્યા છે. વળી ગુજરાતી ભાષામાં શ્રીવલ્લભચરિત્ર (નિત્ય ચરિત્ર), વિવાહખેલ, ગૂઢ રસ, રસાલય, રસસિંધુ, રસકોપ, રસાનંદ, નામરસ તથા વિવિધ ધોળ-પદ-વિનંતિઓ વગેરે પણ રચ્યાં છે. શ્રીગોકુલેશ પ્રભુના અલૌકિક સ્વરૂપનું વર્ણન કરતું ગુજરાતી ધોળ -

**શ્રીવલ્લભનું રૂપ નિરખું અનંગ કોટિ નિવાસ,**

**વદનપંકજ સદા પ્રફુલ્લિત મંદ મૃદુ કલ હાસ.**

આજે પણ શ્રીગોકુલેશ પ્રભુના અનન્યાશ્રિત ભક્તજનો પ્રેમપૂર્વક નિત્ય ગાય છે. તેમણે રચેલ ચટાઈનું ધોળ પણ સુપ્રસિદ્ધ છે. એકવાર તેમણે જાણ્યું કે શ્રીગોકુલેશ પ્રભુના રસોઈઘરમાં લીલાં કાષ્ઠ વપરાવાથી અતિશય ધૂમાડો થાય છે અને પોતાના પ્રાણપ્રિયને ખૂબ જ શ્રમ પડે છે. આથી તેઓ એક બ્રાહ્મણ અને વિદ્વાન હોવા છતાં જાતિ અને વિદ્વત્તાનું ગૌરવ ત્યજી વનમાં જઇ સૂકાં કાષ્ઠ લાવતા હતા. આમ દીનતાપૂર્વક શ્રીગોકુલેશ પ્રભુની સેવામાં સદા તત્પર રહેતા હતા. તેઓ સદા વિરક્ત દશામાં રહેતા હતા. શ્રીગોકુલેશ પ્રભુના નિત્યલીલામાં પધારવાના સમાચાર સાંભળતાં જ તેઓ વિહ્વળ બની ગયા હતા અને વનમાં જઇ વિરહાવસ્થઅમાં જ દેહ ત્યજી, શ્રીગોકુલેશ પ્રભુના શ્રીચરણારવિંદને પ્રાપ્ત થયા હતા. આવા તાદૃશી અને શ્રીગોકુલેશ પ્રભુમાં સ્વરૂપાસક્ત વિરક્ત ભગવદીય હૃદયનો ભાવ સદા અનિર્વચનીય છે.

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઈલાલભાઈ શેઠ.

# શ્રીધોલ પદ

## ભલે જન્મ્યા શ્રીગોકુલનાથ જીરે

ભલે જનમ્યા શ્રીગોકુલનાથ જીરે,
જોવા આવ્યો આવ્યો વ્રજવાસીનો સાથ જીરે. ૧
સેવકજન સર્વે ઉભા છે દ્વાર જીરે,
દર્શન દીજે દીજે હમારા આધાર જીરે. ૨
મલી માનુની મંગલ ગાયે જીરે,
ત્યાં તો ઘેરઘેર ઓચ્છવ થાય જીરે. ૩
વાજિંત્ર તે બહુ વિધના વાજે જીરે,
શ્રીગોકુલ સઘળેડું ગાજે જીરે. ૪
એહવું શ્રીવિઠ્ઠલજીને દ્વારે છાજે જીરે,
પ્રગટયા સેવકજનને કાજે જીરે. ૫
મલી માગધ માગણ આંગણે આવે જીરે,
અતિ આનંદે વ્રજજનને પહેરાવે જીરે. ૬
દે આશિષ દ્વિજકુલમાં પ્રગટ્યો દીવો જીરે,
સદા શ્રી વિઠ્ઠલજીનો કુંવર ચિરંજીવો જીરે. ૭
વહાલે મારે શ્રીગોકુલમાં કીધો છે વાસ જીરે,
જનમ્યા સુદિ સાતમ માગસર માસ જીરે. ૮
સેવક જનની પોહોંચાડી વહાલે મારે આસ જીરે,
બલિ બલિ જાયે માધવદાસ જીરે. ૯

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# વિચાર કરવો જોઇએ !

## સ્વસેવ્ય-સ્વરૂપ-પ્રસાદ-ગ્રહણ

ગયાં અંક સુધી આપણે અનેક વિષયોને ભણવાનો પ્રયાસ કર્યો. જેમાં સેવોપદેશદીક્ષા, સેવાસ્વરૂપ, સેવાપ્રદર્શન, સેવાપ્રયોજન, સેવાસ્થલ, સેવ્યસ્વરૂપ, સેવા-અર્થ-આજીવિકા, સેવાકર્તા, સેવાપરિચારક, સેવોપદેષ્ટા (સેવા માટે ઉપદેશ કરનાર શ્રીગુરુદેવ) અને ભાગવત-કથા વિષે આપણે માર્ગીય પ્રમાણોને ભણવાનો પ્રયાસ કર્યો. જે શ્રીમહાપ્રભુજી, ઊભયપ્રભુચરણ શ્રીગોપીનાથપ્રભુ-શ્રીવિઠ્ઠલનાથ પ્રભુ, શ્રીસપ્તાચાર્ય, પરવર્તી આચાર્યોની વાણીને આધારે ભણ્યાં. હવે શ્રીમહાપ્રભુજીની વાણીઅનુસાર આપણે એ ભણવાનો પ્રયાસ કરીએ કે જ્યારે આપણા દ્વારભૂત શ્રીગુરુદેવે શ્રીઠાકોરજી આપણા માથે પધરાવી આપેલ છે, તો પોતાના માથે બિરાજેલ શ્રીઠાકોરજીને આપણા દ્વારા સમર્પિત સામગ્રીનો પ્રસાદનું સ્વરૂપ શું ?

अपरञ्च। दाने हि न स्वविनियोग:, न तु निवेदने। अन्यथा निवेदितान्नादे: भोजनं न स्याद्। अनिवेदितस्य निषिद्धत्वात्। निवेदितानाम् अर्थानां भगवद्भोगार्थं विनियोगे जाते तद्दत्तप्रसादत्वेन स्वोपभोगकृति: उचिततरा दासधर्मत्वात्. (नवरत्नविवृत्ति.१)

‘**अपरञ्च**’ इत्यादि दानं नाम स्वत्व-परित्याग-पूर्वक: परस्वत्वोत्पादनानुकूल:, ‘तुभ्यम् अहं सम्प्रददे न मम’ इत्यादि शब्दाभिव्यङ्ग्यो मनोव्यापार:। तस्मिन् कृते सति ‘हि’ निश्चयेन ‘न स्वविनियोग:’। दत्तापहारदोषोत्पादकत्वात्। निवेदनं तु तदीयत्वानुसन्धानपूर्वक: स्वत्वाभिमानत्यागानुकूल: ‘तुभ्यं समर्पयामि-निवेदयामि’ इत्यादिशब्दाभिव्यङ्ग्य: तद्विलक्षणो मनोव्यापार:। तस्मिन् कृते तु न: स्वविनियोगो दोषाय दत्तापहारदोषानुत्पादकत्वात्. (श्रीपुरुषोत्तमजीकृत नवरत्न विवृत्ति प्रकाश. १)

અપરંચ ભગવત્સ્વરૂપને માટે દાન (ભેટ)ના રૂપમાં કઇ પણ આપ્યા પછી આપણા કોઇ પણ કાર્યમાં તે વસ્તુનો ઉપયોગ કરી શકાતો નથી, પરંતુ ભગવત્સ્વરૂપને કોઇ વસ્તુનું નિવેદન પ્રભુને નિવેદિત અન્નાદિનું પણ ગ્રહણ કરી શકાય નહિં. વળી અનિવેદિત વસ્તુનો ઉપભોગ તો નિષિદ્ધ જ છે. તેથી નિવેદિત વસ્તુનો ભગવત્સેવામાં વિનિયોગ થયા પછી ભગવત્પ્રદત્ત પ્રસાદના રૂપે ભક્ત દ્વારા ઉપભોગ તો ઉચિત જ છે, દાસનો ધર્મ તેમ કરતાં નભતો હોવાથી (નવરત્ન વિવૃત્તિ.૧)

‘અપરંચ..’ આપણા સ્વામિત્વને છોડીને કોઇક પારકાનું સ્વામિત્વ ઊભું કરવું જેવુંકે ‘આ હૂં તને આપું છું-હવે આ વસ્તુ મારી નહિં રહે’ એવા શબ્દો દ્વારા અભિવ્યક્ત કરવામાં આવતા સંકલ્પથી ‘દાન’ આપવામાં આવે છે. દાન આપતાં કોઇ પણ સંજોગોમાં આપેલી વસ્તુનો પોતાના માટે વિનિયોગની છૂટ નથી. તેમ કરતાં આપેલું દાન પાછું ઝૂંટવી લેવાનો દોષ ગણાય. નિવેદન તો, જ્યારેકે, પોતાની બાબતમાં તદીય હોવાનું

